# ભર્તૃહરી

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.
ઠે. ત્રણ દરવાજા—અમદાવાદ.

અમદાવાદ
જમાલપુર રોડ ઉપર ધી "નટવર" પ્રિન્ટિંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપ્યાં.

આવૃત્તિ ૭ મી. સને ૧૯૧૯. પ્રત ૪૦૦૦.

કીંમત ૦-૨-૦

# ભર્તૃહરિ નાટકનાં ગાયનો.



## પ્રભુ પ્રાર્થના.

**સુત્રધાર**— ( રાગ ભિમપલાસ )

સ્મરણ હર હર શશિધર ચંદ્રશેખર,
અઘહર હર દુખ તાપ હે મહેશ્વર. સ્મરણ. ૧
આ શું સંતોષ સતિ પતિ કતી અકળ ઇશ્વર;
પ્રણુતપાળ દીનદયાળ ત્ર્યંબકેશ્વર. સ્મરણ. ૨
વિષધર ગલરૂંડમાળ શુળ સુંદર,
નગજાતી હારી ભસ્મ ધારી સકળ સુખકર. સ્મરણ. ૩
અનુપમ રૂપ અખીલ યોગી ભવભય હર
દાસ ત્રાસ નાશ કરોએ ગંગાધર
જય જયહર ભર અખુટ કોપ શંકર. સ્મરણ. ૪

**સોમદત્ત**— ( મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી )

જય જય યોગીની જગદાધાર વ્હાર કરો મ્હારી,
દુખ દારીદ્ર કર સઉ દુર દયા દીલ ધારી.
તુજ બીરદ વિચારી માત મનેચ્છા પુરો,
મમ રોગ શોક સંતાપ પાપદળ ચુરો.
તુજ ભજન થકી પણ જો ભાવટ નહિ ભાગે,

તો ક્યાં જઇ સુખી થવું કહો હે મંદ ભાગ્યે.
ફરી માયા હવે તવક્ષેવ શું સેવક જાણી,
થાઓ પ્રસન્ન હરસીધ માત પ્રેમ ઉર આણી.

**હરસીધમાત**— ( અલખ જગાકે દ્વાર ખડાહે જોગી )

કર ન ફીકર જરી મનમાં હવેથી,
લે તુ અમરફળ તું સુખેથી. કર.
અમર થઇશ તું આ ફળ ખાધે,
હર દુખ હર ભજી રોજ જીભેથી. કર.

**સોમદત્ત**—( મનમાં ) ( અવર મદન અલબેલો )

અમર થઇ શું કરવું આ ફળ ખાઈ અમર,
ભોગવી દુખ મારો દુખ દોહાગ,
જીવ્યાથી તો ભલુ મરવું. આ ફળ૦
સુખ સંપતી વૈભવવર હોય તો,
સફળ આ ફળ ખાઇ કરવું. આ ફળ૦
માટે જઈ ભર્તુહરી ભુપ આગળ,
ફળ નજરાણામાં ધરવું. આ ફળ૦
પ્રાપ્ત થશે ધન યશ સુખ તેથી,
એજ મતે અનુસરવું. આ ફળળ૦

**પીંગળા**— ગીતી.

સુણ દાસી તું મ્હારી, કર તૈયારી પુજન કરવાની;
શિવસુતને આરાધી, ટાળુ ઉપાધી ઝટ મુજ મનડાની.

**પીંગળા**— ગીતી.

કેમ મનનો માન્યો નાથ હજુ નાવ્યો;
શું કોઇ કામણગારી રામાએ ભરમાવ્યો;

કર શું રે સખી તેવિણુ દુખી જીવન લખી સુખી હું થવાની.
ઝટ જા તું તેડી લાવ લાલ પ્યારી.

દાસી— ( શું કામ તણી બલિહારી. )

બાઈ લગની શું એથી લાગી,
છે એ અધર્મ જ મુરખ અભાગી.
છે ગમાર ખાસદાર જાણે શું એ પ્યાર સાર બાઈ.

સાખી

અડયા થકી અભડાઈએ સોબતથી સત જાય,
ધર્મ નીતિ કુળ રીતિ ને પુન્ય નિકંદન થાય. બાઈ.
માળવપતિ માંહી માનીલો વિદ્યા ગુણ ભંડાર,
તે તુમ આધિન છે સદા છતાં ચાહો વ્યભિચાર. બાઈ.

પિંગળા— ( શ્રી જગતપતિ )

ચુપ બોલ નહી નાદાન છોકરી,
તાબેદાર થઈ શું મ્હારી સામે ઉચરી. ચુપ૦
જેના સાથે મનડું માન્યું તેજ ખરો દીલદાર;
હોય ભુપ પણ મન નવ માન્યું તો કરવો તુચ્છકાર. ચુપ૦
છે ગમાર પણ યાર ખરો છે કામ શાંત કરનાર,
કાળજડાની કોર ગણું કે હૈયા કેરો હાર. ચુપ૦

સોમદત્ત— ( પ્રિય પ્રેમ ઝરણુ ભરણુ )

જય થાઓ સદા આપનો સમસ્ત કામમાં,
સુકીર્તિ તેજ વીરતરો દિગત ઠામમાં. જય૦
પ્રતાપ પોઢતો અખંડ અવનીમાં રહો,
ત્રપ તાપ પાપ શત્રુ રોગ વહ્નિમાં દહો. જય૦
જીભ્યાએ સરસ્વતિ વસો શ્રી કોષમાં સદા;
દ્વીજ ધેયું ધર્મ સત કેરી ટાળો આપદા. જય૦

આરોગી અમરફળ પ્રભુ આજે અમર થઇ સદા,
અહો પરમ ધર્મ નેક ટેક ફરજ કરો અદા. જય૦

**ભરથરી—** ( મુજ દેહ કૃતાર્થ )

મુજ જન્મ કૃતાર્થ આ થયો,
દેવીનો પ્રસાદ ભુમી દેવના હસ્તથી પામ્યો,
જરા રોગ હવે દુર ગયો,
આભારી છું આપનો હું બહુ શું મુખેથી કહું.
હુકમ આધિન શું હું કહો તે પ્રમાણે હોઉં,
ગામ ધામ ધન જાગીર કે અન્ય વસ્તુ જોઇએ તે
ફરમાવો ઝટ બડભાગી થયો. મુજ૦

**ભરથરી—** આર્યા.

પ્રાણ પ્રિયા વીણ ફળ આ ખાઇ અમર થઇ શું જગમાં,
થાય અમર જો પ્યારી તો મમ જીવીત ધન્ય ખરે જગમાં.

**પીંગળા—** આતે શું સ્વપ્ન કે

પ્યારા પ્રાણ આધાર છો યાર મારા.
હઇઆ કેરા હાર છો, યાર મારા.
સાચા દીલદાર છો, યાર મારા.
તુમ વિણ તુચ્છ ગણું જગ વાલા,
મમ યોવનના શણગાર છો, યાર મારા.

**સાખી—** બાણુલાખ માળવપતિ રહે સદા આધિન,
તદાપી તજી તેને ખરે થઇ તુમ આલીન
પ્રીતીની રીતી અજબ છે સ્વામી,
પૂર્વ પુન્યથી તમને હું પામી,
ભોગી ભ્રમર ભરથાર છો, યાર મારા.

અશ્વ૦— ( લાવણી. )

તું આશક મેં માશુક જાની ફીદા હુવા મુજપર પ્યારી,
ચેન પડે નહી મુજકું અબતો લગન લગી હૈ મતવારી;
મોજ મજાહ ઉડાવા અમન ચમન મશગુલ હોકે,
ગયા વખત ફીર હાથ ન આવે કહુ સચ્ચ ન વડો ચાખે,
શરાબકી પ્યાલી ભર વ્હાલી પીઓ પીલાવ મેરી જાન,
જુદાઇ જાનો ન જાની અબતો મેં તેરે પર હું કુરબાન.

પીંગળા— ( થયા છોરે પતી તેજ પ્યારી તનના. )

પ્યારા છોરે તમે પ્રાણથી પ્યારા, મારા નાથ રસીલા છેલા,
તન મન ધન અર્પણ કરી તમને, બની દાસી ખાશી હા
તુમ સંગે, ઉમંગે, રહુ રંગે, અંગો અંગ ભેટી પડી
કરૂ પ્રીય સફળ મમ જીવન અલબેલા. પ્યારા૦
સુખ વૈભવ આ રાજ્યપાટ સહુ, તમ વિણ દુખ નિદાન;
મન માંહે, દુઃખ થાયે, ન સોહે, જીવ જાએ;
પણ પરવશ જરી છું મમ પ્રિય અરે પ્રેમ ઘેલા. પ્યારા૦

ભરથરી— ( પ્યારા મન મળવાને વ્યાકુળ થાયે. )

વ્હાલા સમ વિણ મમ મન અકળાય,
પ્રેમ બાણ મારી કીધો, કારીધા અસત્ય ભારી દુઃખ ન ખમાય,
જીવ ગભરાય જાય, મહારાજ કરો સહાય;
મમનાથ ગ્રહી હાથ, રહી સાથ, ભીડી બાથ, પ્રીય પ્રીતમ.

ભરથરી— ( બરસાદે રામ પાની. )

હો રંગ રસની ભીની પ્યારી તું વાત શ્રવણ કર મ્હારીરે. રંગ૦
તુજ સુરત કેતકી પર ઘેલો ભ્રમર હું છું પ્રીયકારીરે. રંગ૦
કાયાથી છાયા જુદી શું પડશે જોજે રસીલી વિચારીરે. રંગ૦
મનતો ચાહે છે અહીં અહર્નીશ વસવા, માનુની મોહનગારી. રંગ૦

પણ શું કરૂં હું રાજ્ય પાસમાં ફસાયો છું કુમારીરે,
અન્ય જુદાઈ ન જાણો ચતુરા સત્ય કહુંછું પ્રાણ પ્યારીરે.

**પીંગળા—** ( નિર્બળ શત્રુ સબળ રાજ્યપર. )

અરે અલૌકિક ફળ આ આજે, ક્યાં મળ્યું મારા સ્વામી,
જોતાં દિલ થાય શાંત રસીલા પૂર્વ પુન્ય વડે;
સાચે સાચુ કહો પ્યારા મારા આજે મનેરે,
દેવ કે મનુષ્ય થયું અપ્રાસન કરેથી શું શું બનેરે.

**ભરથરી—** ( ડરમાં તું દીલ સાથ. )

પ્રેમની ક્યારી, પ્રાણથી પ્યારી, પ્રાસન કર તુ એ વર ફળ પ્રીતે,
અમર થઇ સુખ આપો સુરીને તેથી સકળ પરિતાપજ વીતે;
પ્રીયે સાચો દિપાવીશું સ્નેહ સાચેથી.

**પીંગળા—** ગીતી.

પ્રાસન કરીશ પ્રભાતે, પુજન કરીને પ્રેમ સહીત પ્યારા;
પણ પ્રભુ પ્રેમી હવેથી, રહો નહી તમે નિમિષ એક ન્યારા.

**વીક્રમ—** ( ગઇ ગ્રીષ્મ થયું. )

વદુ વચન શું વહાલા ભાઇ, છે સમાચાર દુખદાઇ;
વધી શુન્ય વિષે લુચ્ચાઇ, નથી ન્યાય તણી સાચાઇ.
ઠગ ચોરે જુલમ ગુજારી, પાખંડી પાપી વ્યભિચારી,
છળ દુષ્ટ કર્મ કરે ભારી, વધ્યું અંતર વરતે છે કેર;
વૈરને ઝેર, અનીતિ છવાઇ. વદુ૦
જે રાજ્યકાજ અધિકારી, લ્યે રૂસવત નીતિ વિચારી;
તેથી પ્રજા પીડાએ ભારી, માટે મહારાજ, કરો ઝટ સ્હાય,
પ્રજા સુખી થાય, તોજ સુખદાઈ. વદુ૦

**ભરથરી—** ( નાથ નવ કરો. )

બંધુ મહારા પીડ પ્રજાનીરે
સુણી સંતાપ, થયો છેરે અમાપ, તે પરિતાપ

ઝટ કાપ, આજ્ઞા આપું સુજ્ઞાની
લેશી ધટે સલાહ જો કદ્રાચ મ્હારીરે
તો હવેથી, લ્યે સુખેથી, કહું મુખેથી, કર તું તેથી
કાર્ય નીજનું જાણીરે. બંધુ.

પિંગળા— ( યોવનમદમાં લચકેલી )
સખી નાવ્યા લાલ હજુ કેમ ન મ્હારા છબીલા,
થઇ ડાહ્યા શું રીસાયા તજી દયા કેમ માયા વિસારી મુજને
શાથી વહાલે છબીલી. સખી.

સખી—ધીરજ ધરો નહીં અકળાએ રસવેલી.
અલબેલો છે રસઘેલો છકેલો આવશે હમણાં કલપાંત કરે શું ઘેલી.

પિંગળા— એ અલબેલા આવો આવો
ઓ રંગ ભીના પધારો પધારો પધારોને રાજ
જંખુછું જંખુછું જંખુછું જંખુછું આપનું નામ. ઓ૦
વહાલાના નાથનું ધ્યાન ધરૂ ગુણ ગાન કરૂં,
જોઉં વાટડી જાની ખાવું કે ન્હાતું કે પીવું કે
સુવું કે વાત ન ઓઠે રહેવાની રટુ એક નાથ તજી સહુકોય
રૂદે ના રામ વદુ સત્ય વાણી કામણગારા રહો ન ન્યારા
પળ જુગ જેવી જાય વારી જાઉં છબીલા આ. ઓ૦

પિંગળા— જોજોને પેલો કુમાર.
શીરતાજ મારા પ્યારા આરોગો આ ફળ આપ.
આ ફળ ખાય તે અમરજ થાય છે,
વાધે પમળ પ્રતાપ.
રોજ રોજ આપણે માણીશું રંગે
ટાળીશું મનના સહુ તાપ

જીવીત ધન્ય મુજ આપ જીવનથી,
નહી તો પરીતાપ અમાપ. શીરતાજ.

અશ્વપાલ— ( આવો આવો અલબેલા છેલા આ ઘડી )

જીવો જીવો જીવો મેરી મેરી જાન તુ,
બદક્યાઇ અરમાન દીલોજાન તું,
દીલબર માશુક તુને ક્યા શાબાશ હે;
મોબત માયાના જાના સાબાશ હે,
ફલ સુખે ખાઉંગા પ્યારી અમર હોઉંગા મતવારી;
વ્હાતી હે મુજ ભરોંસાથી ભારી. જીવો૦

પિંગળા— ગરહમને દીલ સમનકું દીયા

શું સતાવે છે વિક્રમ તમને ઠીક ઘડું તેનો ઘાટ.
રાજ પાટ ઠાઠથી છોડાવું તમ માટ,
દેશવટો દેવડાવું કાલે તો ખરી ખાત્રી સુતાજ;
સાપકેરા રાફમાં કર નાંખ્યે થાય અકાજ,
માળત્ર પતિ ઇર્ષ્યા કરે તુમ પર તો તેને કરૂ ઠાર,
તો વિક્રમો શું વિસાદમાં કહો મારા સરદાર.

અશ્વપાળ— ( બીહાગ ગજલ )

યહ ફળ દેઉં મેરી આસનાકુ તો ખુબ મજાહ પડે,
હોગી અમર તો યહ બદેકે ક્યા બહાર ઉડે.
એશઆરામ હુસનુમાસે લેઇ દો મએ અચ્છી,
ખુદા શુકર કરેજો મોહ બાત હે સચ્ચી. યહ૦

ચુણિકા— ( મારો પાવન કરીયો પલંગ )

મહારા શોખીલા રંગીલા લાલ, મોજીલાજી મન ગમતા છો,
દીશો આજ આનંદમાં છેલ. મોજી.

કહો કોડીલા કંથજી, રંગ રસીલી વાત;
શું લાવ્યા ? સંતાડીને, કહો કયાં વસીયા રાત. મોજી.

**અશ્વપાળ—** ( જળ ભરનેકે જાત જમનાકે )

લાયા અમરફૂળ અયે અલબેલી તારીફ ઈનકી કયા કરોરે,
ખાવે અમરફળ અમર હો જાવે અલાબલા સબ જાય પરેરે. લાયા.
અમર હોજાતો મંયે ખાકે મગર મેરે તેરેબીન કયાકામ સરેરે,
ઇસ લીયે તું ખા દીલેજાની મોનત મેરી આવેગી મજારેરે. લાયા.

**ગુણિકા—** ( ત્રીતાલી ચોપાઈ )

વાહ વાહ જાની જીગર છે સાબાશ,
કરવા અમર કરીયો પ્રયાસ.
છું આભારી અતીશે તમારી,
વાર વાર જાઉં બલીહારી.
આજ્ઞા આપની માથે ચડાવી,
પ્રાશન કરીશ પ્રભાતે વધાવી.

**ગુણિકા—** ( રાગ સીતાજીના મહીનાનો )

કીધાં પૂર્વે પાપ અમાપ, જેથી વેશ્યા થઇ ખરી;
કરી દુષ્ટ કર્મ અનાચાર, છળથી ઘરધન હરી. કીધાં.
એવો અધમાધમ અવતાર, છતાં ફળ ખાઇને;
થવા અમર ચાહે કોણ, આપ મુરખ મલકાઇને. કીધાં.
જે છે ગોબ્રાહ્મણ પ્રતિપાળ, માળવપતિ ગુણ નીલો;
થવા અમર યોગ એ નાય, રસીક રસ રંગીલો. કીધાં.
કરૂ ભેટ આ ફળ નેટ, થશે કામ તે થકી;
ધન ઇજતને સાબાશી, મને મળશે નકી. કીધાં.

**ભરથરી—** મલપતિ તલપતિ.

લટકતી મટકતી ગજગતીરે, રતીભાર નથી તુજ સમી રતીસતી.

અંગેઅંગ મોહની છે મોહક રસીલી,
હરખતી અનુપ છે મુખાકૃતીરે રચી,
મંદ મંદ હાસ્ય મધુર વચન મન વેધક;
પ્રીતીપાત્ર પ્રેમી નજરે નિરખતીરે. રતી.
ચેટકવડે ચોર્યું ચિત્ત મ્હારૂં તેંતો ચતુરા;
થઈ રહ્યા આધિન માળવા પતીરે. રતી.
ત્રયશત સાઠ સ્ત્રીઓ તજી તુજ સાથે,
અહનીશ રંગે રમું છું રતિરે. રતી.
ખાનપાન ગાન તાન ધ્યાન ગોઠે નહિ,
લાગી છે અખંડ તુજ વિષે વૃત્તિરે. રતી.
અનંગ રંગ રમા સંગ રમીઓ નીજ નાર,
વ્યર્થ ખોયો જન્મ પામ્યો અવગતિરે. રતી.

**પિંગળા—** મોહી રહ્યા છું મંદહાસ્યમાં.

ચરણકમળ ચીત ચહાવું છું, રસિલા પ્યારા ચરણ.
તન મન ધન જીવન કર્યું અર્પણ,
અહરનીશ રાજ ગુણ ગાઉં છું. રસિલા.
પ્યારા પ્રાણના મેમાન બની ઘેલી,
વદન નિરખી મગન થાઉં છું. રસિલા.
જરી આપનો જો વિયોગ થાય વ્હાલા.
તો હું અધીક અકળાઉં છું. રસિલા.
શ્યામ સલુણા કશી કમી નહિ મારે,
રસીક રાજ પ્રેમથી રીસાઉં છું. રસિલા.

**ભરથરી—** ગીતિ.

ચીંતા કર નહીં ચતુરા, બંધુ તુજપર દેશી રીતેથી;
દેશવટો દેઉં આજે, સત્ય માની તું દે ચુંબન સ્નેહથી.

**વિક્રમ—** ( પડયો છું વીખુટો પ્રિયા. )

પ્રિય ભ્રાતા મારા આજ શું વદો મુખેથી આપ,
ભરમાવ્યા કોઇ ભામટે કે વામા વિધિની છાપ.
વર્ત્યો નીરંતર નીતિથી કરી ન અનીતિથી કાંઇ,
છતાં શું વદો વેણ આ સુણી ઉપજે પરીતાપ.
કોઇ દુષ્ટે ખોટો ઠસાવ્યો હોયજો હેમ અધિક,
કરીએ સત્ય તપાસ નહીતો થાયે પશ્ચાતાપ.

**ભરથરી—** ક્ષત્રી કલંક

બસ બસ બોલ ન તું એકે વેણ, જાણું છું ચતુરાઇ તારીરે.
પરખ્યાં તારાં કપટી કુડાં કહેણ, જાણું છું ચતુરાઇ તારીરે.
સોંપ્યું સર્વ રાજ્યનું કામ. જા. તું થયો અતિ નિમકહરામ જાણું.
જે માતુ સમાન મુજ નાર જા. કરી તેપર કુદ્રષ્ટી છે ધિકકાર. જાણું.
બુદ્ધિફળ સમ તુજ કૃતિ ખાસ. જા. જોઇ અધીક થયો છું ઉદાસ. જા.
કર કાળુ તારૂ મુખ તો અદીઠ. જા. પાપી કર્યું સહુ કામ અનીષ્ટ. જા.
હોત અન્યનો લેત તુરત પ્રાણ. જા. જાતિબંધુ જતોકર્યો સત્યજાણ. જા.

**વિક્રમ—** વૈદરભી વનમાં વલવલે.

અસત્ય વાત છે ભ્રાત એ, જાણો આપ જરૂર કુષ્ટી,
કદી સ્વપ્નમાં આણો શંકા ન ઉર કાર્ય વીચારી કરો પ્રભુ.
નારી નેહ સત્ય સમજીને, તજો બંધુને આપ;
પણ પાછળ પસ્તાવો થશે, જાણશે કપટ પ્રતાપ.

**વિક્રમ-** ક્ષત્રી જાયો નહિ દે ગુમાવી

નારી પ્યાર માંહે થશો ખુવાર બહુ બંધુ મારા,

**ભરથરી—**જારેજા ગમાર ભમે શીર કાળ સદ દુર હઠ થશો.

શાલે અપમાન અતિ ખરે ખર થશે બુરી વાત હશે ભાવી.

**ભરથરી—**ઠીક છે.

**વિક્રમ—**જો જો ખુવાર.

ગુણીકા— પ્રેમ વચન શરથી મન વીંધી

રહો અમર રાજ મહારાજ સદા,
વધો પ્રૌઢ પ્રતાપ દિગંત સુધીરે;
બળ છળ બળ થાઓ ખચીતજ ખંડન,
વેગે વરો સર્વ નીધિરીધિ સીધીરે.
સંપ સુયશ સુખસંપન્ન નિત્યે, પામો વીધિ પ્રભુગુણ સુબુદ્ધિરે. રહો.

ભરથરી— હા થયા શા હાલ મારા

અરે અમરફળ ગુણુકા કને આવ્યું શી પરે,
પ્રાસન કર્યું જે પત્નીએ ખરી પ્રતિજ્ઞા ખરે.
પ્યારી મારા સોગન તો કદી ખાયે નકી વૃથા,
તેમ નથી આ અન્ય અમરફળ જાણવું સર્વથા.
હશે પ્રપંચ શું આ રચનામાં જા જીવું તે જરૂર,
સત્યાસત્ય તપાસીને કરૂ ચિંતા સઉ દુર.

ભરથરી— આ શો કોપ મુજ ઉપર

છે ફીટકાર એ ધુતારીનાર તજ્યો વિશ્વસેન બધું ધિકારી છે,
જીવ જીવન ગણી સર્વસ્વ મેં તો બાંધ્યો પુરણ પ્યાર.
થઈ આધિન રહ્યો હું નીરંતર છતાં કર્યો વ્યભિચાર,
નીચ નીરગુણી યાર સંગાથે લીન થઈ ઠગ્યો નાથ.
ભ્રાત વચન નવ માન્યું મેં તેથી થયો ખરેજ અનાથ,
ભ્રાત વિક્રમ તુજ હીત વચન આવે યાદ આ વાર;
હાય હાય નિર્દોષને દુઃખં દેઈ પ્રભુનો બન્યો ગુનેગાર.

ભરથરી— દેખી તેરી વફાદારી

કરો કદી ન વિશ્વાસજ સ્ત્રીનો છે એ કુડકપટનો ખજાનો. કરો૦
એકને મુખથી મીષ્ટ વચન કહી ખુબ રીઝાવે ભાવે.

આંખ ઇસારો વળી બતાવે અન્યને;
મનમાં અવરને કહાવે વાત ગજ બનીએ.
મુખમાં અનંત મનમાં અતિ વિષ ભર્યું છે મારા ભાઈ,
મુખમથી સમજી તેના ભમે ભુલ્યો છું એ જગતાત. કરો૦
વીષયાલંપટ પામી બન્યો હું પાવન થવા કાજે,
જગત નિયંતા શરણુ ગ્રહ તુજ સત્ય ભાવથી આજે. કરો૦

ભરથરી— ( ભેખરે ઉતારો રાજા ભરથરી )

નારી નરકની ખાણુ છે, નારી દુખ ભંડારજી;
કપટ કુડની છે મંજુષા, નથી નારીમાં જરી સારજી;
ભામની ભરોસે કોઇ ન ભુલશો.
સપ્ત વ્યસનની નીશાળ એ, અબળા સઘળા ખાસજી;
નેમ પ્રેમ સૌ પ્રપંચના, જુઠા છે વચન વિલાસજી. ભામની.
દુખપ્રદ સ્ત્રીને સમજીને, તજી રટશે જે રામજી;
તે નર સુખી જગમાં સદા, સફળ થશે સહુ કામજી. ભામની.

પિંગળા— દાહ ઉઠી છે દુ:ખની દીલમાં

શું કરૂ હવે શાણી સાહેલી, નાથ ગ્રહે શી રીતે હવે. શું.
બની કામાંધ કુકર્મો કર્યા બહુ, સત્ય સુનિતી શિયળ તજી સહુ;
કર્મતણી કથની શું હું કહું, હવે મમ જીવ અતિ દહે. શું.
પાપ પ્રપંચ કરી નીત પતિને, છેતરી પોષી પાપીને,
નષ્ટ કરી નીજ ગતિ આપ મતિ, હાય કરૂ છું હું હવે. શું.

ભરથરી— ( પૂર્ણ થયો છે ખેલ )

અખીલ નિરંજન ઇશ ભજું હવે, કાળ
પતિત પાવન અધમ ઉધારણુ, જગપાલક જગદીશ;
સ્વપ્ન સમાન જુઠી જગમાયા, જાણી વિશ્વાધીશ.
યોગ ^ વેષ ધરી ગીરી વનમાં, વશી રહું પ્રભુ અહરનીશ;

**જોગીઓ**—અહાલેક જાગે ગુરૂજી,

**ભરથરી**—કીસીકા બેટા કીસીકી બહેની અહા,
રાજપાટ તજી ઠાઠ જગતકે, રામચરણ ચિત્ત લાગા,
હરીહર સ્મરણ નીરંતર કરકે, હોઉ પરમ સુભાગા.
આશા અવર ન હઇ અબ, મુજકું સીરફ મુક્તિકી આશા,
દઇ દીક્ષા શિક્ષા સતગુરૂજી, બનાહે હરિકો દાશા. ગુરૂજી.

**દાસી**— ( અરે લાલદેવ ઇસ તરફ જલ્દ આ )
બની યોગી આવ્યા બાઇ ભુપતિ, ઉભા દ્વારમાં માગે ભિક્ષા સતિ;
ગળામાં છે શેલી શીંગી પ્રિયનાથ, કાને મુદ્રા ધારી છે ખપ્પર હાથ.
માતા કહી માગેને ભિક્ષા ખરે, અહો થયું આ શું અનિષ્ટ અરે.

**પિંગળા**— ( મેનાવતી માતા નીર ભર્યોરે )
પ્રીય પ્રાણ પ્રીતમજી ભેખ તજી દ્યો કંઇરે કરી,
થઇ વિહ્વલ હું કામાવેશથી કર્યાં કુકર્મ અગાધ;
કૃપાપાત્ર થઇ આપ દાશીનો માફ કરો અપરાધરે. પ્રીય.
હવે ચુક નહિ પડશે કદિએ, કહુ સત્ય કરજોડ;
નાર દયા કરી ભેખ પરહરી, પુરો મનના કોડ. પ્રીય.

**ભરથરી**— ( રાગ સદર )
મેરી મૈયા જલ્દી ભિક્ષા દેનેરે સત્ય ધર્મકી.
એશ આરામ કર ઇસકબાજી, સબ છોડયા સંસાર;
રાગી નહીં મેં હુવા વેરાગી, ક્રોધ માન મદ માররে. મેરી.
તું નહી મેરી, મેં નહી તેરા, સત્ય સમજ તું મૈયા;
વિષયવાસના વ્યર્થ હે સબ યે, સત્ય હે સમ રૂપૈયારે. મેરી.
રામ નામ રટ રસનાસે, તું હોગા બેડા પાર;
ભીક્ષા ધર્મકી મૈયા દે દે, અબ ન ઓર અધીકારરે. મેરી.

પિંગળા— ( પ્રાણુનાથ પ્રાણુનાથ પ્રાણુનાથરે. )
અરર અનાથ કરી નાથ ક્યાં ગયા, વ્હાલી અતી હતી પણ રાખી ન દયા.
ઉજ્જેણીને આપ્યો છે રંડાપો પ્રાણધાર,તમ વીના પ્યારા લાગે સુનો આ સંસાર
અરે કામ ક્રોધી કોટી છે ધિકાર; ચુકાવી સત્યથી મને કીધી ગુન્હેગાર,
પાવન થવાજ પાપી દેહને દમી, મુક્તિ સુખ પામું સેવી શંભુને સહી;

ભરથરી— ( મત ડરરે ધર ધીરજ તું મનમેં. )
વૃષભધ્વજ ભજરે તજ આશ અવર મન મેરા, સબ જુઠ;
જગતકા સ્વપ્ના નહી કોઇ યહાં હૈ અપના, સતસંગ સજરે. તજ.
ધ્યાન નીરંજનકા ધરો, ભરો સુકૃત ભંડાર, તરો દુખદ;
આ ભવ દીધ, વરો મુક્તિ વરનાર, શીવ શીવ ભજરે. તજ.

સર્વપાત્રો— ( નાથ કેસે ગજકો બંધ છોડાયો )
નાથ ભવ પાપથી પાર ઉતારો. દુઃખ જન્મ સમરણના વારો. નાથ૦
નથી જગમાં સુખ જરીએ ત્રાતા; સુત વીત નારી સંયોગે,
દુખદ પ્રપંચી એ માયા થઇ છે; છે સુખ તેના વિયોગે. નાથ૦
માળવપતિનું વૃતાંત વિલોકી,
સાર ગ્રહો નર નારી સતમાર્ગે વિચરો હે વીવેકી.
ભ્રમ જડ માયા વીસારી નાથ,
શીવ આરાધન સમ સુખ સાધન; અન્ય નથી પ્રીય ભ્રાંત,
મારે ભજો સહુ ભવદધી તારણ, સુખદાતા ભવ ત્રાતા નાથ.

